જૈની રાસ ઉપરથી.

# वच्छराज देवराजना नाटकनां गायनो.

[ ચૌ-અંકી. ]

રચનાર.

વાડીલાલ ઓઘડ વ્હોરા. લીંબડીવાળા.
બારેજા-દસક્રોઈ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ભુલાભાઈ હઠીસંઘ શાહ.
તથા
દાહ્યા લલુભાઈ. અને વાડીલાલ હરીલાલ.

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦

અમદાવાદ.
પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં
"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ"માં
નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યાં.



સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

કિંમત રૂ ૦-૩-૦.

૪૩૬૫

# आदीजीन प्रार्थना.

રાગ કલ્યાણ.

શ્રી જગતપતિ, પ્રભુ વાર ઉન્મતિ;
પાપી પ્રાણીછું હું, માટે આપ સન્મતિ. આંચળી.

અજર અમર કર અલખ નિરંજન ભવ ભય ભંજન દેવ;
દુરગતિ વારણ, શિવસુખ કારણ, વંદુ હું અહમેવ. શ્રી.
નાભીનંદા, મુખસમ ચંદા, પરમાનંદા આપ;
ફેડત ફંદા, કર્મ નીકંદા, અષ્ટ અતિ જે તાપ. શ્રી.
આદીશ્વર અકલંક જીનેશ્વર. ઈશ્વર કો નહીં અન્ય;
જ્ઞાન ધ્યાનમાં લીન મીનતું, મગ્ન રહે જળ મન. શ્રી.
જગ જયવંતા, ગૂણ રસંતા, જાગતાં જીનરાજ;
તારક ત્રાતા, મુક્તિ દાતા, સેવક સારો કાજ. શ્રી.
બારેજામાં આપ બિરાજો, ફળી તળાટી ખ્યાત;
બેકરજોડી પ્રેમે દોડી, વંદુ હું જગતાત. શ્રી.
વસ્ત્ર વીવેચન, આપ પસાયે, આરંભુછું આજ;
આપ મતી અજ્ઞાની અદકો, ધો બુદ્ધી મહારાજ. શ્રી.



४३६५

# वच्छराज देवराजनां

## नाटकनां गायनो.

## अंक १ लो.

સ્થળ—ક્ષિતિપ્રતિષ્ઠા નગર.

મંત્રી—(દેવરાજ પ્રત્યે) રાગ—ઇંદર સભાનો.

આજ રાજ હું કહું, કરીને વિનતી;
લઘુ જે ભ્રાત આપનો, તે ગુણમાં અતી. ટેક.
લખીતને ગણીતમાં, ગણું છું ગુણવાન;
શબ્દ શાસ્ત્ર ગીત નૃત્ય, માંહીછે નિધાન. આ૦
વિવેકમાં વિશાળ છે, વળી વડો ચતુર;
રાકા શશિ કળામાં, દીસે છે દૈવ શૂર. આ૦
ચિત્ત છે ચકોર ન્યાય, નિતિમાં ઉજાસ;
બત્રિસે કળા મહીં, જરા નહીં કચાસ. આ૦
વિચારીને વિવેકી ભ્રાત, રાવ લીજીએ;
વિચારી વચ્છરાયને, વિદેશ દીજીએ. આ૦
નહીં તો રાજ આપનું, તે લૂટશે સહી;
વૃક્ષ મુળ છેદીએ તો, ઉગશે નહીં. આ૦

દેવ૦—પ્રધાન સત્ય વાત છે, કરૂં હુકમ જરૂર;
જશે એ દેશપાર તો, રહીશું સુખ પૂર.

(સીપાઈપ્રત્યે) જા સિપાઈ વિપ્રને, બોલાવ તું જરૂર;
**સીપાઈ**—જલદી લાવું વિપ્રને, હુકમથી હજુર.
**દેવરાજ**—( વિપ્રપ્રત્યે ) **રાગ અરે—લાલદેવ.**

શણો વિપ્ર વિદ્યા તણા આજ વાત, નિકાલો પ્રદેશે લઘુ મમ ભ્રાત;
કહો વીર તારો વદે છે વકીલ, રહો દેશ દુજે ન રાખોજ ઢીલ;
ફરે આણ મારી ત્યાં રહેવું નહીં, નહીં માનોતો જીવ જાશે સહી;
વિચારી વિવેકી સું વિદ્યા વિભાવ, વદે વીર તારો તે શીરે ચઢાવ;
અરે વિપ્ર એવું કહે એને આજ, નહીં માનેતો દુજો શોધું ઈલાજ.

**વિપ્ર— રાગ—માલિની છંદ.**

વગર સમજ આ શું, દેવરાજા કહોછો;
સહુ વચ્છ લઘુ ભ્રાતા, દેશ પારે ચહોછો.
નકિ નકિ નકિ આતે, વાત મિથ્યા વિચારી;
શશિ સમ કળ માંહી, ભ્રાત છે આપ ભારી.
નહિં નહિં નહિં એને, દ્રષ્ટીથી દૂર ધારો;
નહિં નહિં નૃપ ભૂલો, દાદ ઉરે ઉતારો.
વગર સમજ આશી, બાળ બુદ્ધિ કરોછો;
પર વશ થઈ રાણા, પાપ પેટે ધરોછો.

**દેવરાજ— રાગ ક્ષત્રીકલંકનો.**

ઉઠ ઉઠ તુંતો કહાડ તેને બહાર, વિપ્ર આતે શુ સામું બોલેરે. ટેક
ઉઠ સિપાઈ તું માર દો પેજાર, વિપ્ર આતે શું સામું બોલેરે
એતો જાણે નહીં રાજનિતિ કામ, વિ. એની બુદ્ધિ નહીં એક બદામ વિ.
એને ઘેર ઘેર માગી ખાવું હોય, વિ. એને રાજનિતિ કાજ નવી હોય વિ.
લાગ્યો લલાટે તે ચપટી જ્યાં લોટ વિ. તેતો જાણે નહીં રાજનિતિ ચોટવિ.
કહાડ કહાડ હવે મારી એને લાત વિ. ખરે દ્વિજ પણ રાંડવાની જાત વિ.

**વીપ્ર**—(નીચેનું ગીતગાયછે) **રાગ—અફ્સોસ હુમકો.**

છે આજથી આ રાજની, રે ! ફરી મતી,
ગુણુમાં ગરૂડવો, ભ્રાત છે અતી. છે આજથી.
વિનયવંત શેહેરમાં, નહીં કો એ સમાન;
વિદેશમાં જવા કહે, આ ભ્રાત ભૂપતી. છે આજથી.
મંત્રી વેણુ સત્ય તે, ગણે છે આ હજુર;
નફ્રને ન ઓળખ્યો, ભૂલ્યો શું નૃપતી. છે આજથી.
બુદ્ધિ આ ખરેખરી, હવે થઈ ગદામ;
રે! ચાલશે આ રાજની, શી હવે ગતી. છે આજથી.
કૃપાનિધિ કૃપાલતા, દૂરે તે કયાં હરી;
લઘુપરે આ ભૂપતી, ક્રોધમાં અતી, છે આજથી.

(વચ્છરાજ પ્રત્યે) **રાગ—કંગનવા મોરા કરશો ગયોરે.**

હે રાજધીરાજા વંદુ પ્રેમે પ્રેમે કરીરે. ટેક.
જે વડીલ વીર તમારારે, મને વચન કહ્યાં છે ખારાંરે;
તે સંભળાવા હું આવ્યો, પણુ શરમ અતિ મન લાવ્યો;
ગુણીને શું સંદેશો કહાવ્યો, ઝેર ભરી રે. હે રાજ.

વચ્છ૦—અહો દ્વિજ એમાં શું કહેવું, બોલો હામ ધરીરે. ટેક.
જે વડીલ ભ્રાત છે મારો રે, તેણે વિચાર જે મન ધાર્યો રે;
તે હુકમ શીર ચઢાવું, તેમાં દુઃખડું નહી લાવું;
જે વડીલ ભ્રાતને ભાવ્યું, તે તો કરવું સહીરે. અહો.

**વિપ્ર**—સંદેશો એવો કહાવ્યો રે, વળી પત્ર લખી પઠાવ્યો રે;
છે લઘુ ભ્રાત જે મારો, મુજ દ્રષ્ટી થકી વિદારો;

વચ્છ૦—અહો એમાં શું ઉચ્ચારો, હુકમ શીરે લહું રે અહો.
(પત્ર આપે છે તે લઈ સરપાવ આપી વિદાય કરે છે.)

**વચ્છરાજ**—(પોતાની માતા પ્રત્યે) **રાગ—સીયાનોકનરો.**

સંદેશો ભ્રાત વડીલે કહાવ્યો; વિપ્ર સંગાથે વેગે પઠાવ્યો. સંદેશો.
સૂર્ય ઉદયથી ધુવડ જેમ બીચ્યું, વીર વડીલને ભય મુજ આવ્યો. સં.
રાજ કરે દેવરાજા જે નગરે. તેહ નગરમાંથી પાછો ઉઠાવ્યો. સં.
મંત્રી તણું વેણ સત્ય ગણીને, દેશ નિકાલનો હુકમ જણાવ્યો. સંદે.
ક્ષત્રીજે માતા ને ક્ષત્રીજો પીતા, તો રહે નહીં અહીં એવો લખાવ્યો.સં.
(પત્ર આપેછે તે વાંચી.)

**ધારણી**— **રાગ લલીતવૃત્ત.**

અરર રે હવે શી ગતી થશે, સપુત માહરો જંગલે જશે;
પરમ દેવરે કોપ શો કરે, -હૃદય ફાટીતો જાય છે અરે.
શરમને તજી દેવરાજ તે, વચન આ કડું જીભથી વદે;
નફટ મંત્રીની શીખ તે ધરે, -હૃદય ફાટીતો જાયછે ખરે.
(મુર્છા ખાય છે એટલે વચ્છરાજ શુદ્ધિમાં લાવી.)

**વચ્છરાજ**— **રાગ—સહીયર શું દુઃખ દાખવુ**

દુઃખ પડે નહીં હારવું, સમજો સમજોની માત;
સંતોષથી સુખ આપશે, દયાળુ જગ તાત. દુઃખ.
સત્ય તણો રસીયો ઘણો, હરીચંદજ રાય;
કરમે ભમ્યો વનને વિષે, પણ હાર્યો ન જાય. દુઃખ.
ભરથરી ભૂપ વિલાસીને, થયો જંગલ વાસ;
નાર જે પીંગળા પાપણી, તેના વેઠીને ત્રાસ. દુઃખ.
નળ અને દમયંતીને, પડયાં કષ્ટ શરીર;
ચંદન રાજાને જુઓ! ચાલ્યા અંગ રૂધીર. દુઃખ.
પાંડવ વાત વિચારીએ, રાણકદેવીજનાર;
કષ્ટ સહી અતિ શીરને, ચૂકી સત્ય ન લગાર. દુઃખ.

સોનરાણી જુઓ! જગતમાં, ગુણુકા ધરી વેશ;
પીયુ પોતાનો ઉગારીઓ, હામ ન તજી લેશ. દુ:ખ.
મારે માતાજી આ સમે, ધરો ઈશ્વર ધ્યાન;
અંત થશે જયકારી રે, કરશું ગુલતાન. દુ:ખ.
( થોડીવાર પછી. )

વચ્છરાજ— રાગ—અધવીચ મહોબત તોડી.
હે માતુ મારા ( ૨ ) હું જવા થયો તૈયાર;
બાપ પડી હું તો કહું, હવે રજા દીયો આ વાર.

ધારણી— હે પુત્ર મુજ ( ૨ ) તું થશે નહીં દીલગીર;
વડીલ ભ્રાતની પાસથી હું રજા મંગાવું વીર.

વચ્છરાજ—રાગ—શુરથીઓ શુરવીર, શુરાતન બતાવો.
નહીં હવે નહીં હવે, નહી રહેનારો;
વડીલને ભાવ્યું તે તો, હું ધ્રું કરનારો. નહીં હવે.
સૂર્યનો ઉદય થાય, પશ્ચિમે હવે કદાય;
હંસ ચાલ ભૂલી જાય, નહીં ફરનારો. નહીં હવે૦
જાઉં હું હવે વિદાશ, નહીં હું રહું આ દેશ;
દુ:ખ ન ધરાવું લેશ, કહ્યું કરનારો. નહીં હવે૦
સમુદ્ર કદી જો આજ, મુકે ખરે તેની લાજ;
ક્ષત્રીનો સપુત રાજ, નહીં ડરનારો. નહીં હવે

ધારણી-- રાગ—હે ચાંપરાજ હે ચાંપરાજ.
હે પ્રાણતુલ્ય (૨) તું પુત્ર હું આવું સાથ,
વિમળા જે ભમી માહરી, તેને પણ લઈ સંગાથ;

વચ્છરાજ—હે માતુ મારા(૨) અહીંઆ પણ સુત દેવ આપ.
ખબર તમારી તે લહે, કેમ સહો વિદેશે તાપ.

ધારણી-- નહીં રહેવું આંહ્ય (૨)જ્યાં બુદ્ધિ થઈ છે ભ્રષ્ટ;
ક્ષીતીપ્રતિષ્ટા કે મહી, મુજ ઝેરી વેરી થઈ દ્રષ્ટ.

વચ્છરાજ— રાગ—સોરઠની ગજલ.

અહો માતુ મારા વિદેશમાં, નહીં આવો આપ વિચારીને ટેક.
વરધાપણું આપ આવીયું, નથી દુઃખ વાદળ જાણીયું;
નહીં તાપ આપ સહી શકો, રહો વિનતી આંહ્ય મ્હારીને. અહો૦
વિગળા જે મારી માસરાં. તેને સાથ લેવા તમે કર્યાં;
ખરે જાવું માત વિદેશમાં, તે તો કષ્ટની શીર ભારીરે. અહો૦

ધારણી— રાગ—સદર.

અહો પ્યારા મારા પુત્રજી, બોલો વેણુ આશું સુજાણીરે. ટેક
નદી ગંગ મુકી ન્હાવા અરે, ચિત્ત ખાડ માંહી કેનું ઠરે;
ગુણવંતને તજી ના રહુ, અહીં અજ્ઞાનીના નિધાનરે. અહો૦
એક લાખ રૂપૈએ કરી, બાંધ્યો મેહેલ જેણે પ્રીતે ધરી;
પણ દિપનો ન પ્રકાશ તો, તેનું મુલ્ય કોડી સમાનરે. અહો૦

**વચ્છરાજ**—(પોતાના માતા તથા મારી સાથે લઈ આવી દેવરાજ પ્ર૦)

**રાગ—ક્ષત્રી કલંક કેમ લેશોરે.**

કરૂં કરૂં હવે છેલ્લા પ્રણામ, વડીલ વીર આ શું વદેરે. ટેક.
**હવે ધરી મારૂં ક્ષત્રી એક નામ, વડીલ વીર આ શું વદેરે.**
**ચાલ્યો જાઉંછું હું વિદેશ વ. પણ શરમ ન આવી તને લેશ, વ.**
**દેવ૦-ખસ ખસ તારૂં મુખ હવે બાળ, પ્રપંચ જાણુંછું હું તારોરે.**
**રહે નહીં અહીં જા તું તતકાળ. પ્રપંચ જાણું છું તારોરે; ટેક.**
**ફરે દેશ માંહી જેહ મારી આણ, પ્ર. તેહ દેશે રહ્યા થશે મુને જાણ. પ્ર.**
**નકી થાશે તારા દેહ તણી ઘાત, પ્ર. માટે સમજીને રેહેજે વાસ રાત. પ્ર.**

**વચ્છરાજ**—ધિક: ધિક: બુદ્ધિ થઈ મતિ મંદ, વડીલ૦
ફટ્ ફટ્ સમજ્યો ન તું તો ફંદ. વડીલ વીર આશું વદેરે.
હશે શાહ થશે ચોરનો પ્રસંગ; વ. થશે ચોરી તેને કરવા ઉમંગ. વ.
હશે સાથ તેનો અસરજ હોય, વ. કહ્યું નૃપ થયે મિથ્યા સોય; વ.
જેનાં દિલવિષે દેવાયછે; દોટ, વ. જેને કપટ તણી છે ચરચોટ., વ.
જેહ જાણે નહીં રાજનિતિ કામ, વ. તેની બુદ્ધિ થકી થયો તું હરામ. વ.
ફટ્ ફટ્ તારી બુદ્ધિ તે બદામ, વ. તેં તો બોળ્યું એક ક્ષત્રી કેરૂં નામ; વ.
ધિક: ધિક: તને ક્ષત્રી જાત ધિક: વ. ધિક: ધિક: તને લાગી લઘુ બીક. વ.
હવે રહું નહીં તારા રાજ્ય માંહ્ય, વ. ચાલ્યો જાઉં હગે જંગલની માંહ્ય; વ.
તારી નગરી ગણીને અનાથ, વ. આવે માય મારી દોય જણા સાથ. વ.
હવે અન્ન પાણી અહીંનું હરામ, વ. ખરે ધરી કહું ક્ષત્રી મુજ નામ. વ.
**વચ્છરાજ**—(ઉજ્જેણીની ભાગોળે આવી કોઈ પંથીરામ પ્રત્યે.)

**રાગ—માઢ.**

મારા પંથીરામ પ્રણામરે, તું તો ઉભો રહેને આંહ્ય. ટેક.
પુછું જે વૃત્તાંત તે, કહે કરી કૃપાય. મારા પંથીરામ.
કોણ આ નગર નામ, કોણ આ છે દેશ;
કોણ છે વડેરો શેઠ, કોણ છે નરેશરે. તું તો૦
રાજનિતિ કાજમાં, ચલાવે કેવું રાજ;
ન્યાય શાસ્ત્ર માંહી તે, કરે છે કેવા કાજરે. તું તો૦
**પંથી૦**—પંથીરામના પ્રણામ છે તમે સાંભળો સહી. ટેક.
ઉજ્જેણી આ નગર નામ, માળવો આ દેશ;
સોમદત્ત શેઠીઓ, જીતારી છે નરેશરે. તમે૦
રાજનિતિ કાજમાં, રૂડું દીસે છે રાજ;
ન્યાય શાસ્ત્ર માંહી તે, કરે છે રૂડા કાજરે. તમે૦

ધારણી— (સ્વગત) રાગ—ગોવીંદના મહીના.

છે માળવ નામા દેશ, ઉજ્જેણી માંહીરે;
જે કમળા છે મુજ બેન, પતી તે આંહીરે.
હવે થવું નહીં અહીં જાણ, છાનું રહેવુંરે;
કાંઈ કામ કરી ભરી પેટ, સુખ દુઃખ સહેવુંરે.
જો થશે જીતારી જાણ, તો લજવાશુંરે;
હો કૃપાનિધી દિનદાસને, દુઃખ આશુંરે.
હવે કૃપાનિધી ભગવાન્, આ દુઃખ કાપેરે;
ગણું ઘણો ઘણો ઉપકાર, મરંછું તાપેરે.
(વચ્છરાજ પ્રત્યે) કરો શેહેર મહીં વચ્છરાજ, જવા તૈયારીરે;
જઈ શોધો રહેવા ધામ, આપ વિચારીરે.
વળી અન્ન પાણીનું કામ, પહેલું કરજોરે;
પછી વિચારીને વચ્છરાય, વહેલા વળજોરે.
અમે નારી જાત છીએ દેવ, તેથી ડરીએરે;
નથી રહ્યાં એકીલા કયાંય, પણ શું કરીએરે.
છે વિદેશના આ તાપ. સહ્યાં નવી જાવેરે;
નહીં લખ્યું લલાટે કયાંય, મિથ્યા થાવેરે.

વચ્છરાજ—ઉજેણીમાં ગયો ને સોમદત્ત શેઠને ત્યાં રહેવાનો ઠરાવ કરી પોતાની મા તથા માસીને તેડી લાવી ત્યાં રાખે છે, અને ત્યારપછી વાછરડા ચારવા જંગલમાં ગયો છે ત્યાંથી વાછરડાં રેઢાં ઘેર આવતાં રહે છે તેથી સોમદત શેઠ ધારણીને ઠપકો આપી જાય છે તેથી)

ધારણી— રાગ—સીતાજીના મહિનાનો.

શૂણો કૃપાનિધી ભગવાન્, દયા કેમ પરહરી;

દિન દાસીઓને આ દુઃખ, દાવાનળમાં ધરી.
હશું પૂર્વ ભવે ભગવાન, આવ્યાં અપરાધમાં;
પણ કૃપા કરી કરી માફ, વિદારો વિરાધના.
હતી મહેલ મહીં રહેનાર, મળી મને છાપરી;
વળી દાસીઓ મારી પાસ, દાસી હું બની ખરી.
હતી હીંચોળાની હીંચનાર, અહીં દળણા દળું;
પોઢું પુષ્પ સેજે ભગવાન, અહીં ભોંયથી ઢળું.
મારો રાજકુંવર વચ્છરાય, તે રાજને ભોગવે;
તેતો કર્મ તણા આ દોષ, પરાધીન ભોગવે.
નથી તાપ અને વળી ટાઢ, તે જાણી કો સમે;
બની ગોવાળીઓ તે હાલ, વન માંહી ભમે.
વન ખાંખરનાં ખણખોર, કદી નથી દેખીયાં;
દિનદાસ બન્યો આ વાર, અરે ત્યારે પેખીયાં.
અહો! અજર અમર અકલંક, કહું કરજોડીને;
કરો બાળ કૃપા ધણી મુંજ, પરાધીન તોડીને.

(વચ્છરાજ આવે છે એટલે તે પ્રત્યે)

ધારણી— રાગ—દયાળુ દેવ કૃપાળુ તું.

પ્યારા પુત્ર કર્યું આ શું, અહો વચ્છ આવ્યા રહ્યા ક્યાંય તું;
તને ઉરમાં દયા નાવી, રહ્યો વનમાંહી અરે ભાઈ.
લડે છે શેઠ રમે છે બાળ, જશે વચ્છ મારા થશે શીર આળ;
રહી પરઘેરે કરો કેમ આમ, વિવેકી વિચારી સું વિદ્યા નિધાન.
ભારીશું પેટ અરે ક્યાંથી, રહીશું ક્યાં કરે આમથી;
સહી દુઃખ જવાળા વિદેશમાં, થયાં અલ્પ સૂખી આદેશમાં.
કૃપાવંત શેઠે કૃપારે કરી, કર્યાં અન્ન ભેગાંજ પ્રીતે ધરી;

હવે કામ તેનું બજાવો સહી, હવે વચ્છ રેઢાંજ મેલો નહીં.

વચ્છરાજ— **રાગ-જનુની જીવોરે ગોપીચંદની.**

માત મારા દુઃખી તમે, કરૂં એમાં શું હાથજી;
ઊંઘ આવી મને જંગલે, હતા ઠંડી જ્યાં વાયજી.
હવેરે નહીં ચારૂ વાચ્છરૂ.
લહેર લાગી મને ઊંઘની, જાણ્યા વચ્છ ન જાયજી;
દોષ ખરેખર માહરો, થયું આમ શું થાયજી;
હવેરે નહીં વાચ્છરૂં.
જાવું હવે માત જંગલે, કળા શીખવા સારજી;
રમવાનો અવસર આવીઓ, થયાં વર્ષ બારજી.
હવેરે નહીં ચારૂ વાચ્છરૂ.
પ્રાણુગી કહો જઈ શેઠને, વદે છે એમ બાળજી;
રજા દીયો વચ્છરાજને, કરી કૃપા કૃપાળજી.
હવેરે નહીં ચારૂ વાચ્છરૂ.

ધારણી— (સોમદત્ત પ્રત્યે) **ગજલ.**

(રાગ—મારા ધર્મથી વિશેષ મેં નથી કર્યું.)

કરગરી નમું હું શેઠ વિનતી કરૂં;
પુત્ર મારો બાળ છે કહું ખરેખરૂં.

આજ આવીને વદે, હું વચ્છ ચારૂં ના;
કળા શું શીખવા જવું છે જંગલેજ મા.

શેઠ પાસે આજ જાઈ, વિનતી કહો;
વચ્છ ચારશે નહીં એ વાત જઈ કહો.

પ્રેમથી હું આજ આવી આપને મકામ;
વચ્છનો હુકમ પાછો આપવા તમામ.

કૃપા ધણી કૃપા કરી હુકમ જો થશે;
કળા શું શીખવાને, બાળ જંગલે જસે.

**સોમદત્ત—** **ચાલ—ગિતીની.**

પુત્ર તમારો ચાહે, કરો તમે તે સદા સુખી થાતા;
તે માટે કાંઈ મારો, જરૂર જાણજો ભેદ નહીં માતા.

(વચ્છરાજ વનમાં રાત્રે મંદીરમાં સુતો છે ત્યાં આવી વ્યંતરીઓ નીચેનું ગાયન છે.)

**વ્યંતરીયો—રાગ—મામા આવો જુલમ શું સહન કરોરે.**

ધ્યાવો ધ્યાવો પ્યારા રે, પ્રભુ પ્રેમે કરી રે.
પ્રેમે કરી રે, અતી રંગે ધરી રે;
કેસર ચંદન ધુંપ ધરી. ધ્યાવો ધ્યાવો
નાભી કે નંદા, મુખ સમ ચંદા;
પાપ નીકંદા, પાગે પડી રે. કેસર૦ ધ્યાવો૦
ભવજળ તારે, દવ દુઃખ વારે;
કાજ સહુ સારે, શીવને વરી રે. કેસર૦ ધ્યાવો૦
અંતરજામી, જગ વિશરામી;
વંદુ શીરનામી, અતી પ્રેમે ભરી રે. કેસર૦ ધ્યાવો૦

વડી સખીને તાપ લાગવાથી કાંચળી ઉતારે છે એટલામાં કુકડાનો સ્વર થવાથી વ્યંતરીઓ નાસી જાય છે અને કાંચળી ભૂલી જાય છે તે લઈ વચ્છરાજ સંતાડે છે અને તેવામાં જીતારી રાજા ત્યાં આવે છે.)

**જીતારી—** ( વચ્છરાજને કળાગમાં હુંશીયાર જોઇ. )

**રાગ—જબકે કલંદર બન બન ફીરકે.**

રાજકુંવરજી અર્જ કરૂજી, સત્ય વચન આપ બોલોને;
નાત જાત છે કોણ તમારી, અંતર પડદો ખોલોને.
દીસો વિવેક વિસાળ, કેમ પડયાંછો નોધાર.

મને મેહેર કરીને, કહોને આ વાર;
નહીં રે તમેતો, હવે મુઝાશો લગાર. દીસો૦
મુખ ચંદની સમાન, વળી કાયા હીમવાન;
શાને માટે ફરો છો, રાજાજી આવા રાન;
પીતા માતા કોણ તારા, કરો હવે જાણ મુખ. રાજ

વચ્છરાજ— રાગ—કલ્યાણ.

શૃણુ પ્રજાપતી, છો ગુણમાં અતી;
વર્ણવું વિચારી હું, વિદેશની ગતી. ટેક.
ક્ષિતિપ્રતિષ્ટા શહેર માહી જે, રાય તપે દેવરાજ;
લધુ બંધવ હું તેહ તણો છું, શણો જુતારી આજ. શૃણુ.
મંત્રી તેહનો નફટ અતી છે, કહ્યું રાયને એમ;
વચ્છરાયને વિદેશ આપો, સુખે રહીશું તેમ. શૃણુ.
મંત્રી વેણને સત્ય ગણીને, કહાડયો દ્રષ્ટી દૂર;
વનવાસે સંતાપ સહીને, આવ્યો છું આ પૂર. શૃણુ.
આપ નગરમાં વડો શેઠ, જે સોમદત્ત કહેવાય;
માતા માસી મારાં સાથે, રહે તેમને ત્યાંય. શૃણુ.
કળા શીખવા આજ આવીઓ, પ્રેમ થકી વન માંહ્ય;
રાજ કુંવરને રમતાં દેખી, રમવા આવ્યો આંહય. શૃણુ.

આવું જુતારી રાજા પોતાની સ્ત્રીને કહેછે તે સાંભળી તે સ્ત્રી કહેછે કે અહો ભગવાન આતો મારી બેહેન થાય ત્યાંથી રથમાં બેસી પોતાની બેન પાસે જાયછે ને બંને ભેટી પડેછે.

કમળા— રાગ—આશાગોડી.

આશી કરી ગતી ન્યારી, દિનાનાથ આશી કરી ગતી ન્યારી
પુષ્પ પલંગે જે પોઢનારી, કીધી ભોંય પથારી. દિનાનાથ

મણિમય મંદિરમાં રહેનારી, બની દાસી ખરે દુઃખીયારી. દિનાનાથ.
ભોજન સુંદર ભાવત ભાવે, ઘેસ છાશ થઈ જમનારી દિનાનાથ.
રાત દિવસ ના દેખીરે જેણે, તે તો આપ બનીરે ખુવારી. દિનાનાથ.
અકળ કળા તું જકો નહીં જાણે, ચંચળ બુદ્ધિ હે તારી. દિનાનાથ.

**ધારણી**—મિથ્યા કદી કેમ થાવે, લખ્યા લેખ મિથ્યા કદી કેમ થાવે. ટેક.

પૂર્વ ભવે જે કર્મ કર્યા તે, આ ભવ આડાંજ આવે. લખ્યા૦
ભરથરી રાજા ભૂપ વીલાસી, જંગલમાં આપ જાવે. લખ્યા૦
રાય હરીશ્ચંદ્ર સત્યને માટે, શીર કષ્ટ સહાવે. લખ્યા૦
પાંડવ રાજા વાત વિચારો, તે પણ કષ્ટ પ્રભાવે લખ્યા૦
રાય અનેરા કર્મ ઘેર્યા, કહેતાં પાર ન આવે. લખ્યા૦
માટે બહેની આપ વિચારો, સોક નહીં દિલ લાવે. લખ્યા૦

(કમળા પોતાના મેહેલમાં તેડી જાય છે).

**જીતારી**—(નિદ્રામાંથી જાગૃત થઇ) **રાગ—અરે લાલદેવ એ.**

અરે જાગે છે કોણ આધામમાં,

**વચ્છરાજ**—પીતા જાગુછું શું પડયો કામમાં;

**જીતારી**—રહ્યો અંધ રાતે હજી કેમ આંહય,

**વચ્છરાજ**—હુકમ ના મળ્યો આપનો શું જવાય.

પીતા કામ શું છે મને તે કહો,
કરી કામ આવું ન વેહેમે રહો;

**જીતારી**—અરે અંધ રાત્રી ગઈ અર્ધ રાત,

રૂએ શહેરમાં કોણ આરે સમાત.
જુઓ દુઃખ એને પડયું શું શરીર,
ધરે કેમ આંખે અરે ઓઘ નીર;

**વચ્છરાજ**—પીતાજી કહ્યું આપ તે હું કરૂં.

જઈ શહેર માંહી લહું ભાળ હું.

**વચ્છરાજ**—(વ્યંતરી પ્રત્યે) **રાગ—મુશકેલ છે ખાવીંદ.**

રૂએ છે કેમ બેન આગ, કે' ધરી તું હામ;
શું પડયું છે કષ્ટ શીર, તું કહે તમામ.
અધ રાત્રે શું રૂએ, રહીને પૂર બહાર;

**વ્યંતરી**—શું કહું હું મુખથી, નહી તું ભાગનાર.

**વચ્છરાજ**— **રાગ-અરે લાલદેવ.**

ખરે ક્ષત્રી જાતી ધરાવું હું નામ,
કરૂં દુઃખ દૂરે ધરી બેન હામ;
મુંઝાશો ન કાંઈ હવે મુજ બેન;
ગણી ભ્રાત તારો કહે સત્ય વેણ.

**વ્યંતરી**— **રાગ—ખંભાત.**

ગણી ગુણવાન આપ, કહું કથા મારીરે;
ઘેબરની પ્રીતી અતી, પતિ મનોહારીરે.
ઉજેણીમાં ગયા લેવા, રાત તો અંધારીરે;
દેખી દ્વાર બધ માટે, ચિત્તમાં વિચારીરે.
કોટે ચડી પૂરમાંહી, ગયો પતી મારોરે;
કોટવાળે ચોર જાણી, બંધીખાને ધાર્યોરે. ગણી૦
ફાંસીનો હુકમ કરી, અહીં તે ચડાવેરે;
ઘેબરની પ્રીતિ, ગતે જીવ નહીં જાવેરે. ગણી૦
પણ નથી પ્રહોંચતી હું, પતિ જે છે મારારે;
ભાવતાં ભોજન કેમ, કરી આપું સારોરે. ગણી૦

**વચ્છરાજ**— અરે બેની એ માટે શું, આંખે નીર લાવેરે;
ચડી ખંધ મારે આપો, પીયુને જે ભાવેરે. અરે૦

(વ્યંતરીને ખંધ ઉપર ચડાવે છે એટલે માંસ હારી કરે છે તેથી)

વચ્છરાજ— રાગ—ચાલ ગીતીની.

ખરે વ્યંતરી આજે, મને છેતર્યો તેં આ જગ માંહી;
આ શમશેરે કાઢું, ભલે આવી પણ હવે જશે ક્યાંહી.

(તરવાર મારે છે એટલે વ્યંતરી સાડી મૂકી નાશી જાય છે.)

વચ્છરાજ—(જીતારી રાજાને સાડી આપે છે તે લઈ જીતારી રાજા
કમલાને આપે છે

કમળા— રાગ—ઠુમરી.

સાડી મળી મને દૈવની આજે, હરખ અતિ મન ગાજે હો પીયુ; સા૦
રત્ન જડિત છે કંચન વરણી, નીરખી અતિ મન છાજે હો પીયું. સા૦
કાંચળી વીણ ન શોહત સાડી, લાવી દીઓ મુજ આજે. હો પીયુ. સા૦
તેહ વીના નહી પહેરૂં આ સાડી, અંગ ખરેખર લાજે હો પીયુ. સા૦

જીતારી— રાગ સદર.

આમ પ્રીયા શું હઠ કરે થાવે, દૈવનું વસ્ત્ર ન આવે હો પ્રીયા, આમ૦
માટે તમે નહીં સોગન ખાઓ, ધીર ધરો દુ:ખ જાવે હો પ્રીયા. આમ૦

વચ્છરાજ— રાગ—મેરે કાજી સાહેબ.

મારા મોટા મારશી, મારા મોટા મારશી, છોડી કુરીત સુરીત ગ્રહો. ટેક.

બાળ હઠને તજીએ મારશી, એથી લજા જાય;
દેવ વસ્ત્ર જે હવે લાવવું, તેહ અતી દુ:ખદાય. મારા૦
તરત ખણે જો કુપ કદી પણ, નહીં આવશે નીર;
ગુણવંતા શું આગે દાખું, મનમાં રાખો ધીર. મારા૦
ધીર ધરેથી કારજ સરશે, નહીં થાવું દિલગીર;
સાહસ કામ કરે જે જગમાં, પડશે પાછો વીર. મારા૦

.(હઠ છોડતી નથી તેથી મંદિરમાં સંતાડેલી કાંચળી લાવી આપે છે.)

કમળા— ચાલ—ચોપાઇની.

હવે કામ કર્યું સહુ વીર, એક વાતે બની દિલગીર;
મન માન્યાં મળ્યાં પટ આજે, પણ એક વીના સહુ લાજે.
માટે મહેર કરી મમ શીર, લાવી આપો તે એકજ વીર:
પછી દેઉં નહી કાંઈ નામ, એક ચણીયાતણું મુજ કામ.
વચ્છ–લોભ રાખો નહીં અતિ મારી, અંતે આપ જશોરે વિમારી;
લોભમાં ધન હારી જાય, લોભ લાજ તેં કુળ ઘટાય;
લોભમાં નહીં પામે માન, લોભ પાપનો છેજ નિધાન.
લોભમાં નહીં રૂડી રીત, લોભમાં નહીં પ્રૌઢી પ્રીત,
લોભવંત થયાં નરનાર, તેનો ચાલે નહીં વહેવાર;
માટે મારી કહું કરજોડી, નહીં હઠ કરો દીએ છોડી.

यतः

**भक्षए त्वावहुनमच्छान्, नानाउत्तम मध्यमान्;**
**अतिलोल्यात् बककश्चित, मृत्युकर्कटकग्रहात.**

કમળા— ચાલ—ગીતીની.

કદી જીવ જો જાશે, નહીં હઠ હું હવે છોડનારી;
વચ્છરા–ખટ માસે હું આવું, ચણીયાની હું શોધ કરી તારી.
માટે રહેજો રીતે, પ્રીતે ધ્યાન જીનેશ્વરનું ધારો;
કમળા—ખટ માસે નહીં આવે, જરૂર જાણજો જીવ જશે મારો.



# अंक २ जो

## સ્થળ—તિલકાનગરી

વચ્છરાજ— રાજ-ઈંદ્ર સભાની ગજલ

કેમ દ્વાર બંધ રાખી, તું ફરે છે આંહ્ય;
સત્યવાત તે કહે, હવે મને સિપાય.

સિપાઇ—વણિક પુત્રી એક છે, ખરે તે વ્યંતરી;
રોજ એક મેનનો, તે ભક્ષ લે ખરી;

એક દિન નાદીએ તો, દુજે દિન સાત;
તેથી પુરમાં અતિજ, વિસ્તર્યો છે તાપ.

તેને પૂર બહાર રાખી, રાખું બંધ દ્વાર;
તેની ચોકી હું કરૂં, હુકમ નામદાર.

યંત્ર એક ગોઠવ્યું છે, વસ્તીના છે નામ;
નામ જેનું નીકળે તે, જાય ભક્ષ તામ.

વચ્છરાજ—( કોઈનું રૂદન સાંભળી ) રાગ-સદર

ધરે છે કોણ આસમે, એ ચક્ષ માંહી નીર;

સીપાઈ—ચીઠી એની નીકળી છે, જાવા ભક્ષ વીર.

ગૂણમાં અથાગ રૂપ, શૌર્યમાં નિધાન;
વર્ષ સોળ સુંદરી, સુદત્તા જેનું નામ.

(પરમાર્થ કરવાનો અવસર જાણી સુદત્તા પાસે જાય છે )

વચ્છરાજ— રાગ દક્ષણી લાવણી.

ફિકર ના કરો, એક અરજ આજ મારીરે,
આપ સાટ, જાવા માટ, આવું કાટ, આ ઉચાટ,
દો રજા વિચારીરે. ફિકર ના કરો૦

ફેર કરે આતી આ વ્યંતરી રહીનેરે,
નહીં ખમાય, આ સદાય, જાવું ત્યાંય, ક્ષત્રી કાય,
શું જશે તે હારીરે. ફિકર ના કરો૦

**સુદત્તા**—અરજ આ નહીં ઉરમાં ઉતારૂંરે; ટેક.
ગણવંત, છો સુમંત, જો કદંત જાય અંત,
તો પછી વિચારૂંરે. અરજ આ૦

**વચ્છરાજ— રાગ—અનજારા.**

નહીં વેણુ વદે એ નારી, પરમારથ એ જયકારી;
આ જન્મભૂમિમાં ધરવો, પરમારથ તેણે કરવો;
નહીં ભાર ભૂમી અવતારી, પરમારથ એ જયકારી. નહીં વેણુ.
જુઓ ! ચાંપરાજને માટે, ધરે પહાડસીંહ શીર સાટે;
ખરી મિત્રતાઈ એ ભારી, પરમારથ એ જયકારી. નહીં વેણુ.
હું ક્ષત્રી જાત જે રાણો, કદી રત્ન બને કયગ પાણો;
નહીં જાઉં હામ હું હારી, પરમારથ એ જયકારી. નહી વેણુ.
આ મેઘ ચડીને આવે, વળી તળાવ જે ખોદાવે;
વળી વૃક્ષ ઘટા ધનધારી, પરમારથ એ જયકારી. નહીં વેણુ.
થઈ સંત કામ આ કરવું, નહીં પગલું પાછું ભરવું;
હું આજ હણું એ નારી, પરમારથ એ જયકારી. નહીં વેણુ.

(વ્યંતરીને હણી તેની ઓખધીઓ લઈ આવે છે તે જોઈ સુદત હર્ષ પામી વચ્છરાજને.)

**સુદત્તા— રાગ-દેશની ખમાચ.**

મોહે જીવનહાર, પીયુ આપ હું નાર, નહીં અન્ય વિચાર;
ચિત્તમાંજ ચડે, ખરે ક્ષત્રી મળ્યાં, નવછોડુ અરે. મોહે.
વિણુ અન્ય હું આપ, ગણું બંધવ બાપ, થયો હર્ષ અમાપ;
પીયુ આપ વડે, ખરે ક્ષત્રી મળ્યાં નવ છોડુ અરે. મોહે.
(સુદત્તા સાથે પરણે છે ત્યાર બાદ વચ્છરાજ પરદેશ જવા કહે તેથી.)

**સુદત્તા—  રાગ-ઓધવજી સંદેશો કેહેજો શામને.**

આ વખતે ઉઠીરે અગની ઉરમાં, પીયુ પરદેશે જાવા દીધું નાગજો;
આ અબળા નારીને છોડી, ક્યાં જશો, ગુણવંતા એ કર્યું ન કીજે કામજો.આ.
પુરવ પુન્યે આપ મલ્યા સંસારમાં, તે પણ છોડી જાશો અબળા નારજો;
હવે પીયુજી હાલ અમારા શા થશે, નહીં રહીએ અમે એકીલા આઠારજો.આ.
મેહેર કરીને લીઓ તમારી સાથમાં, પ્રાણપતિ નવધર્મ વિરૂદ્ધ કરાય જો;
બાપ ઘરે નહીં શોભે પરણી નારીઓ, પરણી નારી સાસરીએ શોભાયજો.આ.
અરજ અમારી ધ્યાનમહીં અવધારીએ, છોડી જાશો નહીં હવેજ વિદેશજો.આ.
ગુણવંતા આગે શું ઝાઝું દાખીએ, અબળા શીરે મેહેરકરીને નરેશજો. આ.

**વચ્છરાજ—  કહું શું નશીબે દુખીઓ.**

પ્રાણ પ્રીયાતું પ્રાણથી પ્યારી, કેમ કરીશ હું મારાથી ન્યારી પ્રાણ.
ખટ માસીની અવધે હું આવ્યો, દેશ તજી આ વિદેશ વિચારી. પ્રાણ.
ઉજેણી નગરે કમળા છે માસી, દેવતણા પટની હઠ ધારી પ્રાણ.
તેહ લેવાને જવું છે વિદેશે, પગબંધન લેવી સાથ એ નારી પ્રાણ.
અણીઆતણી શોધ લઈને હું આવું, રહો તમે હવે અહીં વિચારી પ્રાણ.

**સુદત્તા—  રાગ-ઓધવજી સંદેશો કેહેજો.**

પ્રીતમજી પાછારે વેહેલા આવજો, જોજો કરતા અબળા શીરે કેરજો;
આપ વચનથી હવે રહું આ દેશમાં, ભોજન જમવા આપવિના સહુઝેરજો.
છીલર જળમાં જેમ નીહાળે મીનને, તેમ પતી હું આપ વીયોગે આજજો;
દરશન થાશે આપ તણા જ્યારે હવે, આનંદ પામું હું ત્યારે મહારાજજો.પ્રી.
(વચ્છરાજ વ્યંતરીના દેશમાં જઈ વ્યંતરીનો ઘાવ રૂઝવે છે તેથી.)

**વ્યંતરી—( સ્વગત )ચાલ છપાની.**

વૈદ નથી આ કોય, ખરેજ મને હણનારો;
ખરેખરો બળવાન, ખરે છે રાજકુમારો;

રૂપતણો ભંડાર, વળી વિદ્યાથી બળીઓ;
ચંચળ છે ભરપૂર, મને તે આજે મળીઓ.
ઓખધીઓ જે હાથમાં, ઓળખી મેં મારી ખરી;
કહું કેમ પણ મુખથી, મને જેહને છેતરી.
( વ્યંતરીના મનનો વિચાર જાણી )

વચ્છરાજ— રાગ-કલ્યાણ.

( ચાલ હાડાજી શું કરો સાહસ આ )

શું વિચારે વ્યંતરી, આ અશી મેં મારીરે-ટેક.
દેશ મનોહર સિંધવનામા, તિલકા નગરી જીહાં ભારીરે, શું.
વણિકપુત્રી ઘેર તું રહેતી, ઓળખી મેં તને નારીરે શું.
રોજ તું રાત્રે ભક્ષજ લેતી, એક માણસ મનોહારીરે. શું.
શહેર મહીં બહુ શોકજ વાધ્યો, રૂએ સહુ નરનારીરે. શું.
એક દિવસ આ છેલ મળ્યો ત્યાં, પુરમહીંથી ટાળીરે. શું.

વ્યંતરી—( હર્ષીત થઈને )

**રાગ-તમે બહુ પ્રીત આણી, અમૃત પાણી, પીઓને મારારાજ.**
ભલે આપ પધાર્યા, ગુણના ભાર્યા, સૂણોને મારારાજ;
અતી હર્ષમાં લાવ્યા, રંગે ભરાવ્યા. રોગે મીટાવ્યા, શૂણોને મહારાજ.
રતનચૂલા મદનચૂલા, ભગની પુત્રી દોય;
આપ વિના નહીં અન્યને શોહે, આપને વરવા સોય;
થશો ઉપગારી, રંગ વધારી, પરણોએ નારી. શૂણો, ભલે૦
આપ વિના તે અન્ય ગણે છે, બંધવ બાપ સમાન;
મહેર કરી તમે હાથ ગ્રહોને, વિદ્યા તણા બળવાન;
જશો નહીં આપ વિચારી, દાદ ઉતારી, પરણો એ નારી શૂણો. ભલે૦
તરછોડીને આપ જશો તો, પલકે કહાડે પ્રાણ;

રાજ કુંવરને મોહી રહી છે, મળ્યાં તમે સુજાણ;
ભલે હર્ષ છે ભારી, આજ દિવાળી, પરણો એ નારી. શાણો. ભલે ૦

(વચ્છરાજ દૈવની સેજ તથા અશ્વ માગે છે તે વ્યંતરી આપે છે, ત્યારબાદ પરણવાની સામગ્રી સજે છે તેથી જાદવો.)

**રાગ–આવો બેની મળી સહુ આજ પ્રભુ ગીત ગાઇએરે.**

**બધાજાદવો**—થાઓ થાઓ તમે તઈઆર, જવું આજ જાનમાંરે;
**૧ લો જાદવ**—મળ્યા લાડુ હવે મને સાર,....................
**૨ જો જાદવ**—.........................ચાલો ગુલતાનમાં રે,
**૩ જો જાદવ**—હું તો ટંકે ચડાવીશ બાર.....................
**૨ જો જાદવ**—........................બોલે શું બેભાનમાંરે
**બધાજાદવો**—થાઓ થાઓ તમે તઈયાર, જવું આજ જાનમાંરે,
**૪ થો જાદવ**—મારે સાથે લેવી ગુજનાર,.....................
**૧ લો જાદવ**—..........................બડો રંગ એ ખરોરે:
**૫ મો જાદવ**—મને ઘેબરનો છે પ્યાર,......................
**૨ જો જાદવ**—.............................ઉતાવળ કેમ કરોરે,
**બધાજાદવો**—થાઓ થાઓ તમે તઈયાર, જવું આજ જાનમાંરે.
**૩ જો જાદવ**—હું તો ભૂલી ગયો એક કામ..................
**૫ મો જાદવ**—......................નહીં જવા એ બનેરે,
**૪ થો જાદવ**—કેમ કરો હવે વીશ્રામ......ચાલો સહુ ત્યાં કણે રે.
**બધા જાદવો**—થાઓ થાઓ તમે તઈયાર, જવું આજ જાનમાંરે
**વ્યંતરી**—(પોતાની પુત્રીઓને સાસરે મોકલતી વખતે.)

**રાગ—ગીરધારીનો.**

સુણુ બેની રે, શીખ કહું સુખકારી, જેથી વિશ્વ વિષે જયકારી;
થઈ શાણી રે, ધ્યાન જીનેશ્વર ધારી, રહો રંગે પાપ નિવારી.

**ઝુલ**—નવ તત્વ કહ્યાં છે જેહરે, તું તો ઓળખી લેજે તેહરે;
જેથી પાવન થાશે દેહરે, ગુણવંતીરે, શીખ આ ઉરે ઉતારી. જે૦
ક્ષણું ક્ષણુંરે, ધનનો સંગ્રહ ધારી, સાત ક્ષેત્ર કહ્યાં શીવનારી;
તમે વાવરીરે, થજો અતિ ઉપગારી. જેથી મળે સુ મોક્ષની બારી;
**ઝુલ**-ગુરૂ શિક્ષા મહીં ચિત્ત ધરજ્યોરે, સદ્બોધ લહી અનુસરજોરે.
એમ કર્મ કલંક વિસરજોરે, સુખદાઈરે, માત કહેછે તારી. સાત૦

**રતનચૂલા તથા મદનચૂલા— રાગ-સદર.**

મુજ માતારે, જાઓ હવે પુરમાંહી, ધરો લેશ ઉચાટ ન કાંઈ;
તુમ શૂણીરે, શીખ સહુ સુખદાઈ, અમે ચાલશું એમ જમાઈ,
(સખીને)**ઝુલ**-સહુ બેની હવે તમે જાવોરે, દિલમાં દુઃખડુ નહીં લાવોરે.
એક ધ્યાન જીનેશ્વર ધ્યાવોરે, દળ દોષોરે, સર્વ જશેરે કટાઈ. ધરો.

'હવે વચ્છરાજ પોતે રત્ન લઈ ત્યાંથી નીકળીને તીલકાપુર આવ્યો અને ત્યાંથી સુદત્તાને લઈ ઉજેણીમાં પોતાની મા પાસે આવ્યો તેથી હર્ષ વાધ્યો.)

**ધારણી— રાહ—ધન્યાશ્રી.**

દિન છે આનંદકાર, આજ મારે દિન છે આનંદકાર; ટેક.
પુત્ર તમોને નીરખી હરખી, સંગ વળી ત્રણ નાર; આજ૦
સોના સરીખો સુરજ ઉગ્યો, દુધડે મેઘ પ્રસાર, આજ૦
સુરતરૂ અમ આજે ફળીયો, અંગમાં રંગ અપાર. આજ૦
ક્ષેમ કુશળ છો પુત્ર અમારા, કહો જણાવી પ્યાર. આજ૦
અથથી ઈતિ આજ બતાવો, વિદેશ દુઃખ કુમાર, આજ૦

**વચ્છરાજ— રાગ—ઢીંડી.**

શૂણ આજ વાત માત કહુ મારી,
નથી વેઠી મેં વિદેશ દુઃખકારી;
અતિ હર્ષથી વરી છે તૃતીય નારી. શૂણ૦

નહીં લેસ તું ઉચાટ રાખ કાંઈ,
અતિ કુશળે હું આવ્યો પૂરમાંહી;
સહુ કામ હું કરીને સુખકારી. શૂણુ૦
શુભવસ્ત્ર આજ લાવ્યો માસી કાજે,
જઈ આપું હવે હર્ષ તેને છાજે;
હવે ઢીલ ના કરૂં અહી લગારી. શૂણુ૦

કમળા—ચણીયો જોઈ) રાગ—કલ્યાણ.

દિન દીવાળીનો, પધારીયા તમો,
દિન આજ અંગ, રંગમાં અતિ અમો;
દેવ વસ્ત્રને આજ, નિહાળી, હર્ષ અતિ મન થાય;
શું જરીયાને શોભી રહ્યું છે, મુખે નવી વખણાય. દિન૦
રત્ન જડીત્રજ શોહે સુંદર, હીરાનાં છે નંગ;
ઘુઘરીઓથી શું ધમકે છે, ગુલાબ જેવો રંગ. દિન૦
ગૂણવંતા તેં પુરણ કીધી, મનની મારી આશ;
ધન્ય ધન્ય છે બુદ્ધિ કેરા, ક્ષત્રી સુત શાબાશ. દિન૦
(ત્યારપછી કેટલાએક દિવસે કમળા સ્વર્ગવાસ પામે છે)

---

# अकं ३ जो.

## સ્થળ—ઉજેણી.

( છતારી રાજા વચ્છરાજને ત્યાં જમવા જાય છે ને તેની રાણીઓ ઉપર મોહની પામે છે તેથી તેને મારયાનો ઉપાય સોધે છે ને વચ્છરાજને વાઘણ દુધ તથા બોલતું પાણી લાવી આપવાનું કહે

છે અને તે લાવી આપે છે તેથી નીરાશ થઈ એટલે બીજો ઉપાય સોધે છે. )

**જુનોમંત્રી—રાગ—સદા ભજલે ગીરજાપતીરે.**

શિયળ ન મૂકતું ભૂપતીરે, તજી સબ દે અબ ઉન્મતિરે. શિ.
પરનાર તણો જબ સંગ કરે, તબ અંગ ખુવાર કહું કથીરે. શિ.
જુઓ! રાય અનેરા એ મોહ વિષે, નહીં સુખી થયાં નરકે ગતિરે. શિ.
જુઓ! રાજ અને વળી પાટ ગયાં, રહ્યા નાર એ સંગ ગુલામથીરે. શિ.
ગણું દિપ પતંગ સમો રંગ એ, નહી મોહ કરો ધરો સન્મતિરે. શિ.

**જીતારી**—(ગુસ્સે થઈ) **રાગ—ક્ષત્રી કલંકનો.**

ફટ્ ફટ્ તારાં વદવાં વેણુ, હરામી મેંતો આજ જાણ્યોરે.
જ્યારે કરવું પડે છે અબ કેણુ, હરામી મેં૦ ટેક.
તુંતો સત્ય તણો છોરૂ થઈ આજ. હ. આવ્યો શીખામણુ દેવા મને કાજ. હ.
ફટ ફટ તેંતો ખાધું મારૂં અન્ન હ. સહુ એળે કર્યું ફટ તારૂં તન. હ.
ખસખસ તારૂં મુખ હવે બાળ; હ. રહે નહીં અહીં જાતું તતકાળ. હ.

**ચારમંત્રી**—(હજુરમાંરહેનાર) **રાગ—લાવણી.**

હવે વખત મળ્યો છે આજ, મારવા કાજ, કરો તૈયારી;
જે વચ્છરાય, ગુણવંત, કળામાં ભારી.
હવે શોધો કો ઉપાય, પાપ તો જાય, સુખ બહુ થાશે;
આ ગયું માન સન્માન વિષેજ પમાશે.
જે બની ખરે ગુણવાન, લીધું છે માન, આપણું જેને;
આ વખત મારવા તણો આવીયો તેને.
શું બેશી રહ્યા છો હાલ, ચલો તતકાળ, લઈ તરવારો.
આ વેર વાળવા તણો, આવીયો વારો.

(વચ્છરાજને મારવા સારૂ ઘણા ઉપાય કરે છે પરંતુ મરતો ન-થી એટલે બીજો ઉપાય શોધે છે.)

**જીતારી**—(બીડું લઈ) **રાગ-ગજલ.**

શણો સભાસદો કહું, કરી કરી પ્રણામ.
ક્ષત્રી સુત કોણ છો, કહો ધરીને હામ.
સુતા નામ પુત્રી મારી, લગ્ન લીધું આજ;
તેડવાને કોઈ જાઓ, મિત્ર જમરાજ.

**ચારમંત્રી**—વચ્છરાજનાં વિના, નહીં કો એ કરે;
શૂરવીર ગુણવંત, છે જશે ખરે.

**વચ્છરાજ— જુઓ જુઓ વિપ્રે ભીડી હામ—એ રાગ.**

ખરે બીડું ઝડપું હું ધરી હામ, ક્ષત્રી તે નહીં હારી જશેરે.
જઈ જમદ્વાર કરી આવું કામ, ક્ષત્રી તે નહીં હારી જશેરે.
ધિક: ધિક: મંત્રી તમે કમજાત. ક્ષ. આવાં કામે પણ ભીડી નહીં બાથ. ક્ષ.
કરૂં પૂરી હવે રાય હું ઉમેદ. ક્ષ. ખરેખર નહીં જાણો નેમાં ભેદ. ક્ષ.

**રતનચૂલા-મદનચૂલા-અને સુદત્તા**—પોતાના પતી જમદ્વાર જવાનું બીડુ ઝડપી આવ્યો છે તેથી)

**રાગ-પીયુને તજાવનાર.**

પીયુજી અમારા તમે આ શું રે કર્યું;
વગર વિચારે તમે બીડું ઝડપ્યું.
નહીં કોઈ પાછો આવ્યો જાઈ જમદ્વાર;
બુદ્ધિનાં નિધાન બુદ્ધિ કયાં થઈ ગમાર.
ભોજનતું નોતરૂં નહીંજ દેવું રાય;
એવું અમે કહ્યું હતું પડી પીયું પાય.
કહ્યું નહીં માન્યું તેડી લાવ્યા રાય ઘેર;

નીરખી અમોને આતો ઉગ્યું મોટું વેર.
હવે બુરા હાલ પીયુ આપણા થશે;
અહો પીયુ દુઃખદાવા શી રીતે જશે.

**વચ્છરાજ**—પ્યારી મારી ચતુરી તું શોધી દે ઉપાય;
દુઃખ ના પડે ને એતો કામ ધાર્યું થાય.
ખરે વ્યંતરી તે ગણું દૈવની સમાન;
ચાતુરીને દાખવો તજી હવે એભાન.

**રતનચૂલા, મદનચૂલા, અને સુદત્તા—રાગ બેલાવર.**

(દૈવના અશ્વ પ્રત્યે) **ચાલ-સહીયર દુઃખ શું દાખવું.**

મહેર કરો મુજ ઉપરે, દુઃખ મને અપાર;
દૈવ તને હું આ સમે, વંદુ વાર હજાર. મહેર૦
રાય મને નીરખી અરે, પામ્યો મોહની રેલ
કામ તણે વશ તે થઈ, કરે બુરાજ ખેલ. મહેર૦
પીયુ અમારો ભોળીઓ, કીધો નહીં વચાર;
બીડું તેઝડપ્યું રાયનું, જાવા જમને દ્વાર. મેહેર૦
હાલ અમારા શાં થશે, આમ બનશે જે વાત;
કહું ખરેખર હાથથી, કરૂ દેહની ઘાત. મહેર૦
દાસી તણી એક વિનંતી, ધરી વચ્છનું રૂપ;
પડો ચિતા મહીં આ સમે, જેથી રીઝે ભૂપ. મહેર૦

( દૈવનો અશ્વ વચ્છરૂપે ચિત્તામાં પડે છે એટલે. )

**રૈયત— રાગ મરશીયો.**

(ચાલ—હાય વોયરે પાનીને ધમકા મચાયા)

હાય કેમ આ ગુર્જરપતિ કોપ કીધો, તમે વિચાર ના મન લીધોરે. હાય.

શું વિચાર ખોટો આણો, પરનારી બેની સમ જાણો;
કેમ બન્યો અરેરે! દીવાનો રે, હાય કેમ આ૦
જે વાઘણ દુધજ લાવ્યો, વળી બોલતો નીર ભરાવ્યો;
શું ચિંતામહી તે ધરાવ્યોરે હાય કે,
તને કામ તણી રેલ જામી, ધિક: બુદ્ધિ તારી તો હરામી,
કરી ગુણી પુરૂષની ખામીરે, હાય કેમ ૦
તેં ભૂમીપતિ નામ ધારી, કર્યું કામ શું આ તેં વિચારી;
રે! દ્રષ્ટી કરી તેં નહારીરે, હાય કેમ આ ૦
નહીં હવે અહીં રહેવાસે, શમસાન સમું શહેર ભાસે;
ગુણવંત ગયો સ્વર્ગ વાસેરે, હાય કેમ આ ૦

( એક માસ થયા બાદ મંત્રી પ્રત્યે )

**જીતારી—** રાગ-ઓખાહરણનો

હવે માસ થયો એક આજે, નહીં આવ્યો ખરે વચ્છરાજે;
તમે જાઓ હવે વચ્છ ઘેર, લાવો નાર તમે રૂડી પેર.
મને લાગી અતી કામ જ્વાળા, કરો શાંતિ તે લાવી બાળા;
હવે ઢીલ ધરો નહીં આંહી,..............................

**મંત્રી—**.................. જવા તૈયાર છું રાય ત્યાંહી.

**જીતારી—**સ્વગત (વચ્છરાજના આવ્યાના ખબર સાંભળી.)

**ચાલ—લલીતવૃત્ત.**

અરર ઓ પ્રભુ આ શું રે કર્યું, કરમ માહરૂં આવીને ફર્યું;
જમદારથી આવીઓ ખરે, અરર હાયરે ના હવે મરે.
પરમ ગુણમાં વચ્છરાયરે, મરણ તેહનું કેમ થાયરે.
મન મહીં હતી હામ તો અતિ, પણ નડી મને કર્મની ગતિ.

(વચ્છરાજ પ્રત્યે) **રાગ—અરે લાલદેવ.**

અરે વચ્છરાજા કહોને ખચીત, કહો જમરાજા તણી કેવી રીત;
નહીં તેહ આવ્યા અરે કેમ આંહ્ય, પડયા કામમાં શું કહો વાત રાય.

**વચ્છરાજ— રાગ લાવણી.**

(ચાલ ખુશ રહો સનમજા મેરા.)

શૂણો જમરાજની રીત રાય કહું આજે,
તે શૂણતાં અંગમાં રંગ, અતિશય છાજે;
આ ભૂમીપરે જે પાપ, પુન્ય તો થાવે,
સહુ લેખ તેહનાં રાય, ખરેજ બનાવે. શૂણો૦
પછી ન્યાય ચૂકવે તેહ તણો જમરાજા,
કરે પાતીક ઉપદ માર, ધર્મે સીવ માજા;
હું ગયો તેમને દ્વાર, નમ્યો પદ પાયા;
કહ્યું અવંચી રાને એમ, આવો વચ્છરાયા. શૂણો૦
મેં કહ્યું જીતારી રાય, આપ બોલાવે,
ત્યારે ઉત્તર એનો એમ, રાજાજી થાવે;
ગયો ઈશાન ઇંદ્રિજ આજ, દેશ ફરવાને,
છે શોહમ ઇંદ્રિજ એક, કાજ કરવાને. શૂણો૦
તો કેમ કરી હું આવું, ઉજેણીમાંહી;
છે મળવાને ઘણું મન, મોકલો આંહી;
આ દુત મોકલ્યો આપ, તેડવા માટે;
છે મિત્રતાઈનો સ્નેહ અતી શિર સાટે. શૂણો૦

**દેવનોઅર્થ—( દૂતરૂપે ) રાગ-બાલમ પીલે દારૂડી**

આવ્યો તેડવા હું કાજરે, ચાલો રાજાજી;
મળવાને તમે જમરાજરે, ચાલો રાજાજી.
આપ ઉપર સ્નેહ છે, મળવા રાખે પ્રેમ;

તેડવા મને મોકલ્યો છે, કરો રાજાજી રહેમરે. ચાલો રાજા.

મંત્રી પેહેલા ચારને, મોકલો મારી સાથ;
આવો તમે પાછળેતો, રીઝે મારા નાથરે. ચાલો રાજા.
દરિદ્રીજે આ લોક છે, તે લાવશો નહીં કોય;

લાવશો તો જગરાજા, ક્રોધમાં અતી હોયરે. ચાલો રાજા.
( જવા તૈયાર થાય છે ત્યાર બાદ મંત્રી ચિત્તામાં પડે છે ત્યાર બાદ રાજા પડવા જાય છે એટલે )

**વચ્છરાજ —** **રાગ-લાવણી**

ચાલ--નારાયણ નરસિંહ નરોત્તમ-

જમરાયને દ્વાર ગયા તે, કદી ન પાછા આતાહે;
નફ્ટ લોકની કપટ કલામાં, ભોળા શું ભરમાતાહે.
જ્ઞાન ધ્યાનનો કશું ન જાણે ફરે જગતમાં જ્યું કુત્તા;
ધર્મ તણા ધુત્તા કુત્તા એ, મારો શીરપર સો જુત્તા.
વખાણ સૂણે શેઠ બનીને, જીભેથી જીજી કરતા;
ઘેર જઈને સૌથી પહેલાં, ડુંગળીએ ડાચા ભરતા,
દારૂડામાં અલમસ્તાના, પરનારી સંગે સૂતા;
ધર્મ તણા ધુત્તા કુત્તાએ, મારો શીરપર સો જુત્તા.
પીતાંબર શું પહેરી બેસે, મંત્ર જપે નવકાર તણા;
ચિત્ત મહીં સો ચોટ તકાસે, એવા જન જગમાંજ ઘણા;
ટીલાં ધરશે ટપકાં કરશે, મોટા ભગત બની ભુતા;
ધર્મ તણા ધુત્તા કુત્તાએ, મારો શીરપર સો જુતા.
પાપ પુન્યને મોક્ષ ન જાણે, બતાવશે હું છું ધરમી;
મીજાજ માંહે મચી રહીને, ફુલે કાકા અકરમી
વાડીલાલની અજબ શીખઆ, સાંભળજો શ્રવણે શ્રુત્તા
ધર્મતણા ધુત્તા કુત્તા એ, મારો શીરપર સો જુત્તા,

**જીતારી— રાગ—જનુની જીવોરે ગોપીચંદની**

**ધિક: મનેરે ધિક્કાર છે, મોહયો હું પરનારજી;**

ભૂમિ પિત થઈ આસમે, કર્યા નીચ વિચારજી.
જગત જુઠો હવે જાણીઓ.
કામતણી અતિ જવાળથી, કર્યા લાખ ઉપાયજી;
સજ્જન પુરૂષને મારવા, ગુણી જે વચ્છરાયજી;
જગત જુઠો હવે જાણીઓ.

**વચ્છરાજ**—બનવું હતું તે બની ગયું, તજો શોકને રાયજી;
કામ તણી જવાળા ઉપજે, નીચ વિચાર થાયજી;
મોહરે એવો પરનારનારનો,
સંગ કરે પરનારનો, અંગે થાય ખુવારજી;
વીત સહુ તે લુંટી જશે, નહીં એમાંજ સારજી
મોહરે એવો પરનારનો,

**જીતારી**—પુરવ પુન્યના જોગથી, પામ્યો મનુષ દેહજી;
મોહ વમનપરે મેં કરી, એળે ગમાળ્યો એહજી;
જગત જુઠો હવે જાણીઓ.
મણીમય મંદિર માળીયાં, છોડું આ સંસારજી;
કર્મ ખપાવા હવે અમે, લેશું સંજમભારજી;
જગત જુઠો હવે જાણીઓ.

**વચ્છરાજ**—આપ વીના કેમ ચાલશે, રજનિતીના કાજજી;
ન્યાય હવે કોણ ચૂકવે, સમજો સમજો માહારાજજી;
મોહરે એવો પરનારનો.

**જીતારી**—માત પીતા સુત બંધવા, સ્વારથના સહુ આપજી;
અંત સમે અળગા રહે, સાથે પુન્ય ન પાપજી;
જગત જુઠો હવે જાણીઓ.
સુતા જે મુજ કુંવરી, તને પરણાવું રાયજી;
રાજ તમે મારૂ ભોગવો, લેશું અમે દીક્ષાયજી;
જગત જુઠો હવે જાણીઓ.

# अंक ४ थो.

## સ્થળ—ક્ષિતિપ્રતિષ્ટા નગર.

(વચ્છરાજ દેવરાજ ઉપર હુમલો કરી રાજ લુટી ગાદીએ બેસે છે ત્યાર પછી કવિરાજ આવે છે એટલે તે પ્રત્યે.)

**વચ્છરાજ—** **રાગ—ભરથરી ભ્રાતા વિચારીને.**

કવિરાજ મમ ભાગશો, આ મેહેર કરી મન શંક;
કોઈ બૂટ પહેરી (૨) કોઈ સોટી ગ્રહી કરવંક. કવિરાજ૦
કોઈ પાઘ પહેરી, (૨) વળી કસબતણી અતિસાર;
વળી વસ્ત્ર સુ સાફથી, બહુ ફરે જગત નરનાર. કવિરાજ૦
કોઈ વેઢ વીંટી (૨) વળી પહેરે અતિ મન રંગ;
ગજપરે કોઈ બેસીને, વળી કરે અતી ઉછરંગ. કવિરાજ૦
તે સર્વ મહીં (૨) સુધરેલજ, કો કહેવાય;
વાત વીચારી તે કહો, મને કૃપા કરી કવિરાય. કવિરાજ૦

**કવિરાજ—** **ત્રોટક વૃત.**

સુધરેલ ન સ્ટાંકિટ બુટથકી, સુધરેલ ન બોલીજ જુઠથકી;
સુધરેલ ન ઝાલીજ લાકડીએ, સુધરેલ ન ઘાલીજ પાઘડીએ;
સુધરેલ ન વસ્ત્ર સુ સાફ થકી, સુધરેલ ન કેશ છટાજ થકી;
સુધરેલ ન હસ્ત હીરોજ જડે, સુધરેલ નહીં ગજ શીર ચડે.
સુધરેલ ગણું જગમાંજ ખરે, શુભ સંપ થકી અતિ પ્યાર કરે;
અભિમાન તણો નવ અંશ જરા, પરનાર થકી પણ દૂર ખરા;
નવ ક્રોધ ધરે દુખદાયક જે, મુખ અમૃત વાણુ વદે જનતે.
સદ્ ન્યાય અને સદ્ નિતી ગ્રહે, શુભ ગ્રંથ ગ્રહી મહી સાર લહે;
નવ સંકટ વાદળથીજ ડરે, સુધરેલ વહેમ કદી ન ધરે;
શુભ માત અને વળી તાત તણી, જયકારક સેવ કરેજ ઘણી.
જગનાયકની કર સેવ કરે, અવગુણ ધરે બહું ગુણ કરે;
વળી હુનર શોધ ઘણીજ લહે, કવિરાજ સદા સુધરેલ કહે.

મંત્રી-- રાગ-ગજલ

સુરતરૂ ફલ્યો છે રાય, આપ નગર આજ;
મેઘ દુધે વુઠીયાં, પધાર્યા મુનીરાજ.

વચ્છરાજ-ચાલો મંત્રી ત્યાં જવું છે, વાંદવાને કાજ;
ધન્ય પુન્ય માહરાં, પધાર્યા મુનીરાજ.

મુનીરાજ— રાગ-દેસી પ્રભાતીયાની

સાંભળોરે સહુ, શીખ સારી કહુ, પ્રાણીઓ સર્વને હિતકારી;
ઉઠી પ્રભાતમાં, દેવગુરૂ તણી, સેવ કીજે અતિ સુખકારી;
કર્મરૂપી અરી, અષ્ટ જે છે ખરી, તેહને તું હણી દૂર કીજેઃ
દાન સુપાત્રમાં, આપીને માનવા, લાવ લક્ષ ગણો આપ લીજે,
ચૈત્ય સમરાવવા, દોશ નિવારવા, બત્રિસે જે કહયાં સિધ સાખે;
પાસ તોડી દીયે, દુર્ગતિનો ખરે, શિવના, સ્વાદ તે આપ ચાખે.
અષ્ટમી ચોદસી શુભ એકાદસી, , પંચમીને વળી બીજ જાણો;
દોષ દશ આઠનો, દળ દૂરે દળી, એક પોસાતણો ભાવ આણો.
છોડી આશાતના, દેવ દેરે જવું, ચાર એસી કહી સિધ માંહી;
ધુપ ઉવેખીને, કેસરે લીપીને; શુદ્ધ ચિત્તે કરો સેવભાઈ:
નિત્ય નવકારસી, ધર્મ જે આરસી; ભાવથી આપ તે ચિત્ત ધારો,
શીખ સારી સહી, પ્રેમથી મેં કહી; ગુણવંતા સુ ઉરે ઉતારો.

વચ્છરાજ— ( જાતી સ્મરણ જ્ઞાન પ્રત્યે પામે છે. )

રાગ—ગોપીચંદ લડકા.

મનવા માન હમેરા, સ્વારથીઓ આ વિશ્વ છે;
રાજપાટ તે અતી ભોગવ્યું, ભોગવ્યાં વિશ્વજ સુખ;
રંગ રમ્યો આ અતી ભુવનમાં, આગળ પડશે દુઃખ-મનવા.
પુરવ પુન્ય તું જગ પામ્યો, માનુભવ અવતાર;
કેમ અરે તે નિર્થક નાખે, સમજ શીજ આસાર—મનવા.
રંગ પતંગ જ્યું જાણો જગતમાં, જ્યુ બીજલી ચમકાર

મધુ બિંદુ સમ ગનવા મેરા વિણસતાં નહીં વાર—મનવા.
કુંભ કાચકા જબ લખ ભટકે, તબ નહીં કામ લગાર;
સંધ્યા રંગ સમાનજ જાણો; જશે દેહ દિલદાર—મનવા.
અમર નહીં કો થયા જગતમાં, રંક અને વળીરાય;
આજ કાલ કોઈ જાને વાલે, ગયા કંઈકને જાય.—મનવા.
માત પીતા સુત બેની બંધવા, સગા નહીં કો આપ;
અંત સમે સહુ અલગા રહેવે, સાથે પુન્ય ને પાપ—મનવા.
રાજપાટ મમપુત્ર તમોને, કરદેતા બક્ષીસ;
ગુરૂ પાસ જઈ હવે લેઈશું, ભવજળ તારણ દીક્ષ.—મનવા.

**ચારેરાણીઓ**— **રાગ-સદર**

ગુરૂ બોધથી અમે જાણીઓ. સ્વારથીઓ સંસાર;
મેહેલ મણીમય આ સબ જુઠા, લે શું સંજમ ભાર-મનવા.

( દિક્ષા ગ્રહણ કરે છે. )

---

**કર્તા**— **રાગ-ધનાશ્રી.**

**प्रियवांचनार !**

ધર્મ વિષે જયકાર, સજનો ધર્મ વિષે જયકાર. આંચળી.
મોહની પામ્યો રાય જીતારી, વચ્છ તણી જે નાર, સજનો.
પાછળથી મન સમજી એને, ચોર ખપાવ્યા ચાર. સજનો.
દૂર્ગતીનાં દળ દૂર દળીને, પામ્યો શિવ સૂખ સાર. સજનો.
વચ્છરાજે ગુરૂ બોધ ગ્રહીને, લીધો સંજમ ભાર. સજનો.
તસ રાણી પણ એ વ્રત પાળી, પામ્યા આ ભવપાર. સજનો.
વચ્છ વિવેચન આપ સમીપે, શ્રુણાવ્યું આવાર. સજનો.
**વાડીલાલ** વદે કરજોડી, અલ્પ મતિ અનુસાર. સજનો.

**સમાપ્ત.**

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.

## અમદાવાદ.

૧૦ શેઠ. ત્રીકમલાલ વાડીલાલ.
૧૦ શા. અમથા લાલદાસ.
૧૦ શ્રી લઘુઆદ્ય જૈનધર્મ પ્રવર્તક સભા.
૨ રા. રા. કેશવલાલ હીરાભાઈ.
૨ રા. રા. પોપટભાઈ ચુનીલાલ
૨ શા. કેશવલાલ પુરશોતમ.
૧ શા. છોટાલાલ ચુનીલાલ.
૧ શા. બલાખીદાસ લાલદાસ.
૧ શા. ચુનીલાલ નથુભાઈ.
૧ શા. દલસુખ માણેકચંદ.
૧ શા. ડાહ્યાભાઈ દોલતરામ.
૧ શા. નગીનદાસ છોટાલાલ.
૧ શા હેમચંદ જેચંદ.
૧ શા. નગીનદાસ પીતાંબર.
૧ શા. કેશવલાલ ભટાચંદ.
૧ શા. ભીખાભાઈ બાપાલાલ.
૧ શા. વાડીલાલ નાહનચંદ.
૧ શા. જેશંગ ગીરધર.
૧ શા. ભીખાભાઈ હરચંદ.
૧ શા.બાપાલાલપાઘડીબાંધનાર
૧ શા. છોટાલાલ ઘેલાભાઈ.
૧ શા. રતનચંદ ગીરધરદાસ.
૧ શા. ભોગીલાલ જેઠાભાઈ.
૧ માસ્તર ડાહ્યાભાઈ મુલચંદ.
૧ શા. વાડીલાલ મનસુખરામ.
૧ શા. વાડીલાલ મોતીચંદ.
૧ શા. રતનચંદ શવચંદ.
૧ શા. પોપટલાલ ચકુભાઈ.
૧ શા. માણેકલાલ રણછોડ.
૧ શા. ડાહ્યાભાઈ દોલતરામ
૧ ચોકસી. લલુભાઈ નાથાભાઈ.
૧ શા. બાલાભાઈ મગનલાલ.
૧ શા. ચુનીલાલ જેશંગભાઈ.
૧ શા. છોટાલાલ લલુભાઈ.
૧ શા. કેશવલાલ મગનલાલ.
૧ શા. ચુનીલાલ કશળચંદ.
૧ શા. બાલાભાઈ નથુભાઈ
૧ શા. બાલાભાઈ સાંકળચંદ.

## મુંબઈ.

૨ શેઠ. ભીમજી માણેકચંદ.

## વીરમગામ.

૧ શા. સાંકળચંદ કેશવજી.

## બારેજા.

૪ શા. કસ્તુરભાઈ કેવળચંદ.
૨ શા. ચતુરભાઈ લલુભાઈ.
૨ શા. હઠીભાઈ મગનલાલ.
૨ શા. ડાહ્યાભાઈ ખીમચંદ.
૧ શા. સોમચંદ રવચંદ.
૧ શા. સોમચંદ નાથાભાઇ.

## ખેડા.

૫ શેઠ. સોભાભાઈ પાનાચંદ.
જૈનોદય સભાના સક્રેટરી
૫ શા. નગીનદાસ સુરચંદ.
૫ શેઠ સોભાભાઈ સાંકળચંદ.

## સાણંદ

૧૦ મેહેતા. વાડીલાલ જેમલ-
ની મારફત.
૧ શેઠ. મોહનલાલ ગગાભાઈ.
૧ મેહેતા. મુલચંદ હઠીસંગ.
૧ પરી. મોહનલાલ નથુભાઈ.
૧ મેહેતા. અમુલખાંહકમચંદ.
૧ લવાર. ફકીરભાઈ જેઠાભાઈ.
૧ મેહેતા. મનસુખ કચરાભાઈ.
૧ દોરી. લલુભાઈ મગનલાલ.
૧ મેહેત. ગોવીંદજી ઉમેદચંદ.
૧ શેઠ. લક્ષ્મીચંદ જીવરાજ.
૧ શા. દાયચંદ કરસનભાઈ.
૧૨ મેહેતા. વખતચંદ મકનની
મારફત
૧ શા. જેઠાભાઈ મલુકચંદ.
૧ મેહેતા. નથુભાઈ સાંકળચંદ.
૧ શા. મોહનલાલ પોપટલાલ.
૧ શા. કાહાનજી રાઘવજી.
૧ મેહેતા. કાળીદાસ દેવકરણ.
૧ શા. મગનલાલ તરભોવન.
૧ ગાંધી. કરમચંદ ઉકાભાઈ.
૧ પા. ભુદરભાઈ અંબારામ.
૧ પા. સોમચંદ હરજીવન.
૧ દરજી. મોહન છગનલાલ.
૧ બાવળ. નથુભાઈ ગીરધર.

## મેસાણા.

૧ ચુનીલાલ ગૌતમ.



# जाहेर खबर.



આ ચોપડી નીચે લખેલા ઠેકાણેથી રોકડી કીંમતે મળશે. દેશાવરવાળાને (પોસ્ટેજ) જુદું.

**બોરેજા**--રચનાર પાસેથી.

**અમદાવાદ**--ભૂલાભાઈ હઠીશંગ રૂપાસુરચંદની પોળ
ડાહ્યા લલુભાઈ. હાજાપટેલની પોળમાં લાંબેસર
વાડીલાલ હરીલાલ. ઘુસાપારેખની પોળ.

ખેડા --જૈનોદય સભાના સેક્રેટરી શેઠ સોમાભાઈ પાનાચંદ
પાસેથી મળશે.

**નીચે લખેલાં પુસ્તકો છપાય છે.**

મહાબળ મલ્યસુંદરી.

માનતુંગ માનવતી.

સીદ્ધરાજ જયસીંહ.

ધન્નીલ કુમાર ચરીત્ર નાટક.

**લી૦ સેવક.**

વાડીલાલ હરીલાલ છીતરીઓવાળા.

**મુ૦ અમદાવાદ ઘુસ્સાપારેખની પોળ.**